નારાયણે નરસૈયાની હુંડી જ્યાં શામળશા થઈ સીકારી;
માત પીતાને ઉગારી લીધા પણ પેલો કલૈયાને મારી, ભ.
અમરીષ અવગુણ ના કરતાં દુર્વાસાની થઇ હાડમારી;
તારામતી હરિચંદ્રને તાવીને તારનારો ત્રીપુરારી,
કબીર કમાલને હાથે પીનારો એ દુધની ભરેલી ઝારી,
સુર સુણી સુરદાસનો આવીને આખર લીધો ઉગારી. ભ.
સેના ભગત માટે નાઇક થઈ નાથે કોથળી લીધી સંભાળી,
નેવે ચઢી નામદેવ માટે લીધું છાપરૂ હાથે સંચારી;
બોડાણા બોલથી ડાકોર આવ્યા ત્યાં દ્વારકા સુની બીચારી,
ત્રાજવે તોળાતા આપે નાથજી વાળી બનાવીતી ભારી; ભ.
આવા આવા કંઇક કામો કરી ઠરી બેઠો ના પાલનહારી
કોને ભુલ્યો નહી કોને ન ભુલશે અંતર જોને વીચારી, ભ.
તુલસીનો તાર થતાં એક તાર ત્યાં વાનર સેના ઉતારી.
જોઇ ગરજ ગજરાજની વ્હારમાં દોડયો એ ચક્રધારી,
પુત્ર ને પત્નિને હાથે મયુરધ્વજ, માથે ચલાવીતી આરી,
આંખથી આંસુનું ટીપું પડયું નહિ, ત્યારે મળ્યા અસુરારી;
વીનય ભરી રૂડી વાડી વાણીએ માગે નંદલાલ અપારી;
ધુપ નૈવદ્ય ન મોતી હીરે રીઝે આકીનનો અધીકારી. ભ.

---

### ભજન ૬૭ મુ.

મને હરિ ભજવાની ટેવ પડી,
મારો વાહલોના વિસરે એક ઘડી. સુને૦

સોંપ્યું મન પાછું નહિ વળશે,
શ્રી હરજી શું પ્રીત જડી મુને૦
ગાઇ ગાઇને કૃતાર્થ થઇ ગઇ,
નરસૈયાની જીભલડી. મુને૦

---

## ભજન ૬૮ મું.

તુજ વીના મોરી કોણ ખબર લે શ્રી ગોવરધનધારીરે
મોર મુગટ પીતાંબર શોભે,
કુંડલકી છબી ન્યારીરે.
પાણીની ઉપર પાર બંધાવી,
સેન્યા પાર ઉતારીરે. તુજ.
ઓરનકું તો ઓર ભરૂસો,
હમકુ આશ તમારીરે. તુજ.
ભરી સભામાં દ્રૌપદી ઠારી,
લજ્જા રાખી મોરારીરે, તુજ.
વંદ્રા તે વનને મારગ જાતાં,
મલ્યા છે મોહન મોરારીરે. તુજ.
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,
સોલસેં ગોપીમાં ગીરધારીરે. તુજ.
જુમનાકે નીરે તીરે ધેનુ ચરાવે,
બંસી બજાવે રંગ પ્યારીરે. તુજ.

વંદ્રા તે વનની કુંજ ગલનમાં,
શોભત રાધા નારીરે. તુજ.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમળ બલીહારીરે. તુજ.

---

### ભજન ૬૯ મું.

ના વિસારસોરે રૂડા રૂદીયામાંના રામ
મારી કાયાના વિશ્રામ. ના.
હરતાંને ફરતાં ધંધો કરતાં લેજો હરિનું નામ
આ મુખે હરિના ગુણ ગાતાં
શું બેસે છે દામ. ના.

ચરણ આપ્યા ચાલવાને સાંભળવાને કાન,
નયન આપ્યાં હરી નીરખવા,
નીરખો સુંદીર શ્યામ. ના.

વારે વારે કહ્યું સમજાવી. આપણમાં એક ભુલ,
મોંઘો આ મનુષા દેહ મલીઓ,
તક ના ખોશો અમુલ. ના.

સગાં સહોદર સુખના બેલી દુઃખમાં ન આવે કોઇ
થનાર હોય તે થાયા કરશે,
હરી કરે તે હોય ના.

રામદાસ કહે રામને ભજતાં, નનનારી એક ધામ,
અડધે વચને ગુણકા તારી,
તેને આપ્યું વૈમાન. ના.

---

## ભજન ૭૦ મું.

સીતારામને ભજીને લ્હાવો લીજીએરે,
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએરે. સીતારામ.
તારો અવસર પલ પલ જાય છે રે;
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે. સીતારામ.
તારૂં જોબન જાશે ને જરા આવશે રે,
તુંને ભાણે ભોજન નહીં ભાવશે રે. સીતારામ.
તારા વહાલા વેરી થઈ લાગશે રે
તારી દેહ દેખીને દુર ભાગશે રે. સીતારામ.
કાંઈ ધર્મ કરો આડું આવશેરે
એ તો જમના તે માર મુકાવશેરે સીતારામ.
સખી રામદાસ કહે નરનારનેરે,
સંત સેવી ઉતરો ભવપારનેરે. સીતારામ.

---

## ભજન ૭૧ મું.

જેણેરે ગોવિંદરામ તમને વિસાર્યા.
તમને વીસાર્યા તે નર ભવોભવ હાર્યા. જેણે.
તમને વીસારી કુવણે સુખ કીધું.
અમરીત ઢોળી વીષ હળાહળ પીધું, જેણે.
તમને વીસારી અવર મન મોહ્યું,
કોડીના બદલામાં કંચન ખોયું. જેણે.

તમને વીસારી અવર રંગ રાચ્યા.
વાંઝ ના રહી તોરી જનુનીરે માતા. જેણે.
તમને વીસારી નિંદ્રા ભરી સુતા.
ભણેરે નરસૈયો તે નર ભવોભવ વછુટા. જેણે.

## ભજન ૭૨ મું.

મુને ઘડી નથી વિસરતા રામ,
હરીવર સંકટ હરતા. ટેક
વાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો,
વાલે વૃજનો દેશ ઉગાર્યો રામ. હરી.
વાલાજી મારા કાળીનાગે તે ફંદ કીધો,
લટકાળે નાથી લીધો રામ. હરી
વાલાજી મારા કંસ હતો બહુ અહંકારી,
મોહનજીએ નાખ્યો મારી રામ. હરી.
વાલાજી મારા તાંદુલ સુદામાના લીધા,
એના મહેલ કનકના કીધા રામ. હરી.
વાલાજી મારા કુબજાનુ ચંદન લીધું,
એનું રૂપ અનુપમ કીધું રામ. હરી.
વાલાજી મારા પંચાળી સભામાં પોકારી,
ચીર પુરણુ પુર્યાં મોરારી રામ. હરી.
વાલાજી મારા ભવસાગરના છો તારા.
પીંગળના પ્રાણુજ પ્યારા રામ. હરી.

## ભજન ૭૩ મું.

હું નહિ જાઉંરે ગાવલડી ચારવાને જસોદા માતા
તમે શું કહો છે. ગોવાળીયાતો છેડ કરે છે ઝાઝા
મને સવારના પહોરમાં નવડાવે,
મને ઠંડી રોટી ખવડાવે,
મને ગાયોની પાછળ દોડાવે—હું નહિ જાઉંરે
મા વનમાં વાઘ વરૂ રહે છે,
તે દેખી તન મારૂં ધ્રુજે છે,
મા મોકલીને કેમ ઉંઘે છે,—હું નહિ જાઉંરે.
મા જમુનાજી ભરપુર વહે છે,
મને ગોવાળીયા મહેણાં દે છે,
મને કાળીયો કાળીયો સૌ કહે છે—હું નહિ જાઉંરે.
દાસ પ્રીતમનો સુણજો દાવો,
રસ પીઓને પૂરણ પાવો,
તમે હરી ભજીને લ્યો લહાવો—હું નહિં જાઉરે.

---

## ભજન ૭૪ મું.

દુનીઆ રૂઠીને શું કરશેરે પ્રભુ જેના બેલી.
કોઈના માર્યા તે કેમ મરશેરે પ્રભુ જેના બેલી—દુનીઆ.
લાખા તે ગ્રહમાં પુર્યા પાંડવને, કૈરવે લાય કરેલી. પ્રભુ૦
ચંદ્રહાસની વારે રે ચડીઆ, વીખ ફેડી વીખીઆ લખેલી.
ભસ્માંગદની ભવાનીને માટે, શામળીએ કીધી શેલી. પ્રભુ૦

તલ જેવી સુધનવાની કીધી, તેલ કઢા ઉકળેલી. પ્રભુ૦
અંબરીસને આપો આપ ઉગાર્યા, દુર્વાસાને લાય મેલી. પ્રભુ૦
હરીચંદ્ર રાયની હરકત જાણી, બાજી સુધારી રે છેલ્લી. પ્રભુ૦
રજનીઆ રૂપી રાજને દુખે, તેમ તેમ આનંદ હેલી. પ્રભુ૦

---

## ભજન ૭૫ મું.

તેરી શરણમેં આયકે ફીર આશ કિસકી કીજીએ.
નહી દેખ પડતા હૈ મુજે દુનીઆમેં તેરી સાનકા,
ગંગા કીનારે બેઠકે કીમ કુપકા જલ પીજીએ ૧
હરગીઝ નહિ લાયક હું મેં ગરચે તેરે દરબારકા.
મેરી ખતાકો માફ કર દિદાર અપના દીજીએ. ૨
પતીત પાવન નામ સુન કે મેં શરણ તેરી પડા.
સફલ કર ઇસ નામકો અપના મુઝે કર લીજીએ. ૩
મીલતા હે બ્રહ્માનંદ જીસકે નામ લેને સેં સહી.
એસે પ્રભુ કો છોડકર ફીર કૌનસે હીત કીજીએ.

---

## ભજન ૭૬ મું.

### ગઝલ

શ્રી રામ કહેનેકી મઝા જીસકી જબાંપે આ ગયા,
જીવન મુક્ત હો ગયાં ચારો પદારથ પા ગયા. ટેક.
લુટી મઝા પ્રહલાદને ઉસ નામકે પરતાપસે
નરસીંહ હો દરશ દીયા, ત્રીલોકમેં જશ છા ગયા. શ્રીરામ

ઐસી ભીલન શીવરી કીસ પ્રેમસે સુમરન કીયા.
પરમાત્મા ઘર આયકે ઉસ હાથસે ફલ પા ગયા—શ્રીરામ.
વાલ્મિકી બડા અધર્મી ઉસ નામકા સુમરન કીયા
સતકોટી રામાયણ કરકે પ્રભુ પદારથ પાગયા—શ્રીરામ.
સતકોટીકી તકસીસમેં જબ શંભુને પાયા ઉસે
જાપે કૃપા ભઈ, ઉનકી સદગુરૂશે દર્શાદીયા—શ્રીરામ.
સબસે બડા દરજાદીયા ભક્તોકાં ઈસ કલીકાલમેં
નરસીંહકી હુંડી દ્વારીકામેં, શામલે, સીકરા દીયા—શ્રીરામ,
છા રહી કીરતી વીમલ રૂતુ રાજસીં સંસારમેં
અબ્ર બ્રહ્માનંદ તુલસી. પ્રેમરસ બરસાદીયા—શ્રીરામ.

---

## ભજન ૭૭ મું.

દામોદર દુખડાં કાપોરે—એ રાગ

આ દેહ બની અલબેલી રામ ખુબ જગતમાં ખેલી. ટેક.
ગુરૂજી મ્હારા તાપે તે નહી તપેલી.
એતો શીતળ છાંય બસેલી રામ ખુબ જગતમાં ખેલી. (૧)
ગુરૂજી મ્હારા કષ્ટે તે નાહી કસેલી,
એતો રસ બસ રંગમાં રહેલી રામ. ખુબજગતમાં ખેલી (૨)
ગુરૂજી મ્હારા નહિરે પુરાની થયેલી,
એતો નીત નીત નવી નવેલી રામ. ખુબ જગતમાં ખેલી. (૩)
ગુરૂજી મ્હારા પીંગલ કહે વાત છેલી,
એને બળતી દેખી અકેલી રામ. ખુબ જગતમાં ખેલી. (૪)

## ભજન ૭૮ મું.

શ્રી કૃષ્ણ મથુરામેં બસકે
તેને ગોકુલ આવના છોડ દીયા
તેને ગોકુલ આવના છોડ દીયા
તેને ગોકુલ આવના છોડ દીયા. શ્રી કૃષ્ણ
જબસે તજ બ્રજવાસી ન કો,
તેને ગૈઆ ચરાના છોડ દીયા. શ્રી કૃષ્ણ
જબસે પ્રીત લગી કુબજાસે
પનઘટ આવના છોડ દીયા. શ્રી કૃષ્ણ
કંસકુ માર ભયે મહારાજા
ગલી અથડાના છોડ દીયા. શ્રી કૃષ્ણ
લલીત કીશોરી સંગ રંગ ભીનો
ગોપીઅન નેહકો છોડ દીયા. શ્રી કૃષ્ણ

## ભજન ૭૯ મું.

રંગ રસીયા રાય રણછોડ છે, દરશનના મુજને કોડ છે,
જોયાના મુજને કોડ છે— રંગ રસીયા.
મુસ્તકે મુગટ કાનેરે કુંડળ, મુખ મોરલી ઘમઘોર છે—રંગ
બોડાણે ગુજરાત લાવીને રોપ્યો, કલ્પતરૂનો છોડ છે—રંગ
પ્રેમ રંગ વશ થઈ મુકી દ્વારકાં, આવી વસ્યા ડાકોર છે. રંગ
ત્રીભોવન તારણ ભક્ત આધારણ, એતો મારા ચીતડાનો ચોર છે
કહે હરિદાસ હરી ચરણે રાખો, એજ અમારા કોડ છે. રંગ

## ભજન ૮૦ મું.

( રાગ ગઝલ તાલ ધમાલ )

મન તું રાધાકૃષ્ણ બોલ, તેરા કયા લગેગા મુલ (ટેક)
કડી તોડ જગતમેં આયા, માયાસે બહોત લપટાયા,
એ માયા હે જગ ઠગણી, એ ઠગણીકા સંગ છોડ;
તેરા કયા લગેગા મુલ ૧
દશ પાંચ કોસ નહી ચલતે, તેરે હાથ પાંવ નહી હીલતે,
તેરા દીલકી ગુંડી ખોલ, તેરા કયા લગેગા મુલ. ૨
મનતો રંગીલા ઘોડા, ઘોડેકું પાંચ બછેરા,
તું કહેતા હે મેરા મેરા, એ કાયામાં કયા હે તેરા,
ઘોડેકી વાંગ મરોડ, તેરા કયા લગેગા મુલ. ૩
મન તું ગોવિંદ ગોવિંદ ગાવે, તો તો ફરી જનમ નહી આવે,
એમ કહે છે દાસ કબીર, તું ભવ સાગરકું છોડ,
તેરા કયા લગેગા મુલ. ૪

## ભજન ૮૧ મું.

( રાગ સમાજ ધુમાળી )

વૈષ્ણવ જન તો તેને કહિયે, જે પીડ પરાઇ જાણેરે,
પર દુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણેરે ૧
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેનીરે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેનીરે ૨
સમ દ્રષ્ટિને તૃષ્ણા ત્યાગી, પરસ્રી જેને માતરે,
જીભ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે ૩

મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે
ભણે નરસૈયો તેનું દરશન કરતાં કુળ ઇકોતેર તાર્યા રે. ૪

## ભજન ૮૨ મું.

રાગ—સોરઠ

તું તો ન્યારો રહીને, ખેલે છે નારાયણારે ટેક
તારી ઇચ્છા તો સૌ માયા, તેમાં સઘળા ભેદ સમાયા,
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં, દીસે ઘણારે. તું તો.
પવન પાવકનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે,
તુજ ડહાપણ જોતામાં, કાંઇ નહીં મણારે. તું તો.
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે,
તેમ તારા કરમાં સર્વના તાંતણારે. તું તો.
એક કળે સૌ જગત હલાવે, ચમક દ્રષ્ટિ જેમ લોહ ચલાવે
ઇચ્છા, જ્ઞાન, ક્રિયા, ગુણ તારા, સોહામણારે. તું તો.
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી,
છોટમ તુંજને ભજતાં ભાંગે, ભ્રમણારે. તું તો.

## ભજન ૮૩ મું.

રાગ—સોરઠ.

કાયા છે ત્યાં સુધી કર સ્મરણ કીરતારનું રે, ટેક
જતન કર્યું જઠરામાં જેને, તારો દેહ રચ્યો છે તેને,
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે કાયા.

પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું,
તેને કારજ સોંપ્યું તારા આહારનુંરે. કાયા.
કાન દીધા છે તુજને કેવાં, સરવે અંગ અમુલખ એવા,
અંતઃકરણ કીધું છે, વિવિધ વિચારનુંરે. કાયા.
દાંત દીધા છે ચાવણું ચાવવા, અન્ન સરજીઉ ઉદર ભરવા,
કર દીધાં છે કારજ કરવા. વહેવારનારે. કાયા.
સુર દુર્લભ મનુષ્યા દેહ પામી લંપટ ના થાવું લુણ હરામી
છોટમ શરણ ગ્રહીલે. સરજનહારનું રે. કાયા.

---

## ભજન ૮૪ મું.

રાગ ખ્યાલ

કનૈયો તેરો કાળો, મોહન બંસીવાલો, કેસે બ્યાહુ રાધે. ટેક
કાળો કાળો મતકર ગોવાલણ, જગકો હે રખવાળો રામ
જગકો હે રખવાળો,
કાલીંદ્રીમાં કૂદ પડયો હે, કુંક ભયો કાનો હે કાળો
મોહન બંસીવાલો
રાધા મેરી એસી ગોરી, જેસો ચંદ્ર ઉજીયારો રામ જેસો
કનૈયો તેરો એસો કાળો કેસે કરેંગે મારી રાધા પતીયારો
કેસે બ્યાહુ રાધે કનૈયો.
ઘરઘરકી એ ગૌવા ચરાવે ઓઢી કામળો કાળો (૨)
લુંટી લુંટી દધી માખણ ખાચે, કેસે કરેગે મેરી રાધાકો
ગુજારો રામ કેસે બ્યાહુ રાધે. કનૈયો

બંસીકી લટપટ સુણી ગોવાલણ, બાલક બડો રસાળો
રામ બાલક બડો રસાળો
સુરદાસ કે સ્વામી શ્યામળો સુણુ લીજે મજરો હમારો
રામ કેસે બ્યાહુ રાધે. કનૈયો.

## ભજન ૮૫ મું,

( ગજલ તાલ ધમાલ )

કરો હરિકા ભજન પ્યારે ઉમરિયા બીત જાતી હે. (૨) ટેક
પૂર્વ શુભ કર્મ કર આયા મનુજ તન ધરણિમેં પાયા;
ફિરે વિષયોમેં ભરમાયા મોત નહિ યાદ આતી હે. ૧
બાલાપન ખેલમેં ખોયા જોબનમેં કામ વશ હોયા;
બુઢાપે ખાટપર સોયા આશ મનકો સતાતી હે. ૨
કુટુંબ પરિવાર સુત દારા સ્વપન સમ દેખ જગ સારા,
માયાને જાલ બિસ્તારા નહીં યહ સંગ જાતી હે, ૩
જો હરિકે ચરણુ ચિત લાવે સો ભવસાગરકો તર જાવે,
બ્રહ્માનંદ મોક્ષ પદ પાવે વેદ વાણી સુનાતી હે. ૪

## ભજન ૮૬ મું.

# રામાયણમાંથી લીધેલા પ્રસંગો.

## કેવટ આખ્યાન.

### ચોપાઇ—

જાસુ વિયોગ વિકલ પશુ ઐસે પ્રજા માતુ પીતુ જીવહિ કૈસે
વર વસ રામ સુમંત્ર પઠાયે સુર સરી તીર આપુ ચલી આયે
માંગી નાવ ન કેવટ આના કહેઉ તુમારા મરમ મેં જાના
ચરણ કમલ રજ કહ સબ કોઉ માનુષ કરણી મુરી કછુ અહુઉ
છુઅત શીલા ભઇ નારી સુહાઇ પાહન તે ન કાઠ કઠીનાઇ
તરણીહ મુની ઘરની હુઇ જાઇ વાટ પરે મોરી નાવ ઉડાઇ
યહ પ્રતિ પાલૌ સબ પરિવારૌ નહિ જાનૌ કછુ ઔર કબારૂ
જો પ્રભુ અવશી પારંગા ચહહુ મોહિપદ પદ્મ પખારન કહહુ
છંદ—પદ પદ્મ ધોઇ ચઢાઇ નાવ ન નાથ ઉતરાઇ ચહૌ
મોહિ રામ રાઉરી આની દશરથ શપચ સબ સાચી કહૌ
વરૂ તીર મારહી લછણપેં જહાં લગી ન પાંવ પખારીહું
તબ લગી ન તુલસીદાસ નાથ કૃપાલુ પાર ઉતારી હું
દોહો—સુની કેવટકે વેન, પ્રેમ લપેટે અટપટે
વિહંસે કરણા અયન, ચિતે જાનકી લછણ સન સીયાવર.

### ચોપાઇ—

કૃપા સિંધુ બોલે મુસકાઇ સોઇ કરહું જેહિ નાવ ન જાહિ
વેગી આની જલ પાવ પખારૂં હોત વિલંબ ઉતારહુ પારો
જાસુ નામ સુમીરત એક વારા ઉતરહિ નર ભવસિંધુ અપારા
સો કૃપાલુ કેવટહિં નીહોરા જેહી જગ કિયોતિહુ પગતે થોરા
પદનખ નીરખી દેવ સુરી હરખી સુની પ્રભુ વચન મોહમતિ કરસી
કેવટ રામ રજાયસુ પાવા પાની કઠવતા ભાર લઇ આવા
અતિ આનંદ ઉમંગી અનુરાગા ચરણ સરોજ પખારન લાગા
વર્ષિ સુમન સુર સકલ સિરાહી યહિસમ પુણ્યપુંજ કોઉ નાહિ

**દોહો**—ચરણ ધોઈ જલપાન કરી આપ સહિત પરીવાર
પીતરપાર કરી પ્રભુહી પુની મુદીત ગએ લઇ પાર. સીયાવર.

### ભજન ૮૭ મું.

ગઢ પરવતસે ચલા દીગંબર, મથુરા નગરી આયા હો (૨)
જોગી દુવારે આયા નંદ ઘેર, જોગી દુવારે આયા હો. ગઢ.
વાઘંબર પીતાંબર શોભે, સેશ નાગ લપટાયા હો,
મુખકે ઉપર તીલક ચંન્દ્રમા, જોગી જટા બઢાયા હો ગઢ.
ખટર ખટર ગળે રૂદ્રકી માળા, ફટર ફટર મૃગ છાલા હો,
ભચર ભચર બાવો ભાંગજ ચાવે. અજબ રૂપ ધરી આયા હો.
ભીક્ષા લેઇ આઇ નંદરાણી, કંચન થાળ પુરાયા હો,
લ્યો ભીક્ષા આસન પર જાઓ, મેરો ગોપાલ ડરાયા હો ગઢ
ના ચૈયે તેરી દોલત દુનીયા, ના ચૈયે માલ ખજાના હો,
તેરા બાલકકા દરશન કરના, મેરા ગુરૂને બતલાયા હો. ગઢ.

બાળક લેઈ આઇ નંદરાણી, અંચળ ઓથ છુંપાયા હો,
પાંચ બેર પરકમા કરકે સીંઘી નાદ બજાયા હો. ગઢ.
ચૌદ ભુવનકા અંતર જામી, બાળક રૂપ બનાયા હો,
દાસ નારણસીંગ ગુરૂ પ્રતાપે, શંભુ દરશાન પાયા હો. ગઢ

## ભજન ૮૮ મું.

શું કહીએ જસોદા માડી, કાનાના લક્ષણ ભારી. મારી માડી.
શામળીઓ તારો ચોર છે.
તમે સુણો જસોદા માડી, હવે વાત કહું વીસતારી. મારી માડી.
શામળીઓ માખણ ચોર છે,
હમો સખીઓ બેઠી સાથે, આવ્યો ગ્વાલબાળ સંગાથે. મારી માડી
સીંકેથી માટ ઊતાર્યું, મારૂં માખણ ખાવા માંડયું. મારી.
ગ્વાલબાળે માખણ પીધું, મારૂં ઘર ધુળધાણી કીધું. મારી.
એને પીવાય એટલું પીધું, બાકીનું ઢોળી દીધું. મારી.
એને ગોરસ લાગે મીઠું, જાણે કોઈ દહાડો નવ દીઠું. મારી.
મેં પુંઠેથી પકડી લીધો, મારા મોં પર કોગળો કીધો. મારી
હું પકડી એને ખીજી, ત્યારે આંખો દીધી મીંચી. મારી.
હું પકડી ને અહીં લાવી, મારા વરની બાંય ઝલાવી. મારી.
દાસ છોટાનો સ્વામી કાળો, લટકાળો ને રૂપાળો. મારી.

## ભજન ૮૯ મું.

એક સમય હરી હળધર સાથે
હસતા તાળી લઇને હાથે
આંગણીઆ માંરે ખેલે એક
માટીનું ઢેફુ ત્યાં દીઠુ
મોહનને મન લાગ્યું મીઠુ
હળવે રહીને રે લીધુ એક
બળ ભદ્રે અધીરા બહુ થઇને
કહ્યું જસોદાજીને જઇને
કૃષ્ણે માટીરે ખાધી એક
ઉતાવળા માતાજી આવે
પકડી હાથ પ્રભુને ધમકાવે
તેં કેમ માટીરે ખાધી એક
ના ના કહી હરી માથુ ધુણાવે
આંખ્યોમાં આંસુડા લાવે
મેં નથી માટીરે ખાધી એક
જસોદાજી કહે હું નવ માનું
તારા ઢોંગ બધા હું જાણું
માર્યા વીણ નવરે મેલુ એક
મારો સીદ મુજને માતાજી
મેં જરીએ માટી નથી ખાધી
સાચે સાચુરે કહુ છું એક

સાચી વાત હશે જોતારી
તો હું સીક્ષા નથી કરનારી
ઊઘાડ તારૂ રે મોઢુ એક
માની વચન હરી એ મુખ ફાડયું
વીશ્વ સમસ્ત મહી દેખાડયું
માત અચંબો રે પામ્યાં એક

---

## ભજન ૯૦ મું.

નંદરાણી તમારો કનૈઓ તોફાની તેને વારજો તેને વારજો
વખત વીના વાછરડારે છોડે
મહીની ભરેલી મટુકીઓ ફોડે
પેસી રસોડે તાવડી તોડે
ઝાલવા જઉતારે દડબડ દોડે એને વારજો નંદરાણી (૨)
ઊઘાડે બારણાં મારીને લાતો
ઘરમાં પેસીને એ ગોરસ ખાતો
નથી લજાતો કે ગભરાતો
લાગ જોઇ છાનો છટકીરે જાતો એને વારજો નંદરાણી (૨)
માંકલડાને ઘરમાંહી ઘાલે
જોર હમારૂ જરીએ ન ચાલે
ઓચીંતો આવે એને જ્યારે ફાવે
સુતેલા બાળકને રોવડાવે એને વારજો નંદરાણી (૨)

ઠામ મુખે માંડી ઘુંટડો પીતો
મેં એને પુંઠેથી પકડી લીધો
મારા મોઢા ઊપર કોગળો કીધો
હું આંખ્યો ચોળુંને એ નાઠો સીધો એને વારજો નંદરાણી (૨)

---

## ભજન ૯૧ મું.

હાંરે રામા ખેલે કાલંદ્રીને કાંઠડે
ગેંદ લઇને ગોપાળ (૨) ખેલે;
રમતા રમતા દડો ઊછળી રે પડયો યુમનાની માંય
કાછડો વાળીને કદંબે ચડયા
જળમાં જપલાયા ત્યાંય ખેલે.
પળમાં પાતાળે જઈ પોંચીઆરે જ્યાં વસે કાળીનાગ
ઠેલી કમાડ ઉભા રહ્યા
સોધે પેસવાનો લાગ ખેલે.
કાળીનાગ પોઢી રહ્યોરે નાગણો લેછે સંભાળ
દેખી હરીને લાગી બોલવા
અલ્યા કોનો તું બાળ ખેલે
એવા મા બાપ તારા કોણ છે રે મુકયો રઝળતો આમ
શાને કારણે અહીં આવીઓ
તારે કોનું છે કામ ખેલે
નંદ બાવાનો હું બેટડોરે મારૂ કહાન કુંવર નામ

જલદી જગાડ તારા નાગને
મારે એનું છે કામ ખેલે
નથી ઓળખતો મારા નાથનેરે જેની અગ્ની સમજવાળ
હું કે ઊભો ફાટી જશે
ખુટયો શું તારો કાળ ખેલે
બણુવાં ફુકીને બીવડાવશોરે તેથી હું ન બીનાર
આયુષની દોરી એના હાથમાં
નથી ઓઘેલી નાર ખેલે
નાગ એકા એક જાગીઓરે જેના લાલ ચોળ નેણુ
આળસ મરડી બેઠો થયો
માંડી પોતાની ફેણુ ખેલે
મુખે ફુફાટા મારતોરે જાણે ઝરતા અંગાર
ઓચીંતો મારી થેકડો
માથે ઊભા મોરાર ખેલે
નાથ ઘાલી એના નાકમાંરે પટકયો ઝાલીને પુંછ
લાગ્યા શ્રી નટવર નાચવા
મરડી નાંખી એની મુછ ખેલે
નાગણો સર્વે વીનવેરે હરીને જોડી બે હાથ
દીન જાણીને દયા કરો
દીન બંધું દીનાનાથ ખેલે
વીનતી વનીતાની સાંભળીરે દીધુ જીવત દાન
મુકયો નસાડી ત્યાંથી નાગને
એવા શ્રી ભગવાન ખેલે

## ભજન ૯૨ મું.

તમે સાચુ બોલોને મારા શ્યામ અબોલડા શાને લીધાંરે
તમે એકવાર બોલો મહારાજ અબોલડા ,, ,,
એવો શોછે અમારો વાંક અબોલડા ,, ,,
તમે ગાયો તણા ગોવાળ અબોલડા ,, ,,
તમે જાતના છો ભરવાડ અબોલડા ,, ,,
બળી પાતાળે ચાંપીઓરે આપ થયા છડીદાર અબોલડા.
રામા અવતારે રાવણ રોળીઓરે આપ્યું વીભીખણને રાજ
;અબોલડા.
પંચાળીના ચીરપુરીઆરે નવસે નવાણુ મહારાજ અબોલડા.
હરણા કસ્યપને મારીઓરે આપ્યું પ્રહેલાદને:રાજ અબોલડા.
દુધ હતું તે આરોગીઊરે નામદેવનું તો મહારાજ અબોલડા.
દાસ કેશવનો સ્વામી સામળોરે અમને ઊતારો ભવપાર
અબોલડા.

---

## ભજન ૯૩ મું.

કીધી મુને ઘેલીરે ઓધા (૨) કાનુડે કામણગારે; કીધી
સાળુડાની સુધ ભુલી ભાંગ પીધી લીલીરે ઓધા,
પાતીને ઠેકાણે મેતો ચોડી દીધી ટીલીરે. કાનુડે.
જળરે જુમનાના હુંતો જળ ભરવા ગઈતી ઓધા,
જુમનામાં મોરલી વહાલે ઘેરી ઘેરી લીધી રે. કાનુડે.

ઘર ફેરો ધંધો ભુલી ભોજનીઆ નાભાવે ઓધા,
નયણુંમે નીર ઝરે અષાડની હેલીરે. કાનુંડ.
મુખડાની માયા લાગી અવર નાહુંજો ઓધા,
મળજો મીરાંનો સ્વામી થાસે રંગ રેલીરે. કાનુંડ.

## ભજન ૯૪ મું.

માછીડા હોડી હલકાર મનહરી મળવાને,
મારે જાઉં છે પેલે પાર હરીમુખ જોવાને.
મનકરૂ મછવો તન કરૂ કછવો,
હે જીવને કરૂ રખવાળ. મનહરી.
તારી તે હોડીએ હીરલા જડાઊ
ફરતી મેલાઊ ઘુગર માળ. મનહરી.
સોનાની દઉંગી રૂપાની દઉંગી,
દઉંગી ગલનકો હાર. મનહરી.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમુના
વચ્ચે ઊભો નંદલાલ. મનહરી.
દાસ છોટાનો સ્વામી રસીક શીરોમણી
અમને ઉતારો ભવપાર. મનહરી.

## ભજન ૯૫ મું.

## ચતુર શ્લોકી ભાગવત.

શ્રી શુકદેવ કહે સૂણુરાય, ચતુર શ્લોકતણો મહિમાય,
ભક્તિ અનુભવ સહિત જે જ્ઞાન, કહે બ્રહ્માને શ્રીભગવાન

પ્રભુ શ્રીમુખ બોલ્યા વાણુ, સર્વરૂપ મને તું જાણુ
આદિ મધ્યને અંતમાં હુ છું, ચરાચર વિષે હું રહુ છું.
નામ રૂપ વડે જે દેખાય, ગુણ કર્મથી ગૃહણુજ થાય.
તેને જાણજે શક્તિ તું મારી, જોજે અનુભવ નેત્રે વિચારી.
ખોટું હોયને સાચુ દેખાય, સાચુ હોયને નહિ દરસાય
તેને જાણજે મારી તુ માયા, જેમ રાહુ અને છાંયા.
ઘટ મઠ અને મહદાકાશ, ભિન્ન ભાસે ઉપાધીથી સાથ
સહુમાં વ્યાપક સહુથી ન્યારૂ, જોજે અનુભવથી રૂપ મારૂં.
સહુ ન્યારા થતા રહે જેહ, મારૂં રૂપ સમજ જે તેહ
દયા હરી ગુરૂ સંતની થાશે, ત્યારે શુદ્ધ સ્વરૂપ જણાશે.
એવું નારાયણે કહ્યું જ્યારે, બ્રહ્મદેવે ગૃહણુ કર્યું ત્યારે
તેણે સૃષ્ટિ રચી અતિ ભારી, રાખ્યું જ્ઞાન હૃદયમાં સંભારી
આછે વેદ પુરાણનો સાર, કરે પાઠ જે નર ને નાર
તેના હૃદયમાં રામનો વાસ, કહે ગણપત દાસનો દાસ.

---

## ભજન ૯૬ મું.

રાજા દસરથ રાજકુમાર, જનક પુરમાં આવો હરિ
નાના મોટા મહીપતી મળીયા, લંકાના સરદાર. (૨)
અયોદ્ધા નગરીથી કોઇ નહિ આવ્યું,
કોને આરોપું વરમાળ—જનક.
આગે વીશ્વામીત્ર ચલતહે, પીછે લક્ષ્મણભાઇ (૨)
બીચમે મેરો શ્યામ ચલતહે,
કુંડળ ઝળકે કાનમાંહી—જનક

હતના નાના બાળક છોટા, ધનુષ ઉઠાયો ન જાય, (૨)
હરિએ હસી વળી કમર કસીને,
ધનુષ લીયોરે ઉઠાય—જનક.
ધનુષના ત્રણ કકડા કીધા, ત્રણ ભુવન રણકાર (૨)
ક્યાં તો સુતા જોદ્ધા જાગ્યા,
કહાં તો જાગ્યા રઘુરાય—જનક.
રામ સીતાના વિવાહ રચીયા, શોભાવરણી ન જાય (૨)
તુલસીદાસ આશા રઘુવરકી,
તેરા ચરણોમાં શિષ ન માય—જનક.

## ભજન ૯૭ મું.

તમે સાંભળો જ્ઞાનની વાત. આત્મા મુસાફરી.
મુસાફરીનો સો વીશ્વાસ. આત્મા. ,,
મુસાફરીના ભરૂસા નાહોય. આત્મા.
કાચી કાયા જુઠી માયા તેમાં શું લોભાયોરે,
અઘોર વનમાં તુજને લઇને, એકલો મુકી જીવ જાય. આત્મા.
શેઠાઇ પટલાઈ અહી આજ કરતા, પાછા પગલા ન ભરતાંરે
જેની આગળ છડીદાર પુકારે, તે નર દીઠા મરતા. આત્મા.
માયા રૂપી મોટી બેડી તે તોડી નવ તુટે રે
ઓર ભર્યા શુકદેવજી નાઠા. બેડી તેમને તોડી આત્મા.
માયા રૂપી ઊંડા કુવા. જે પડયા તે મુવારે
મુવા મુવાને તમે સીદ રૂવો છો. જીવતા જાગી જુવોરે. આ

માતા પીતા કુટુંબ કબીલા પશુ પંખીનો મેળોરે
એવું સમજી ને ગાય પ્રેમાનંદ. જીવ માયાનો મેળો. આત્મા.

---

## ભજન ૯૮ મું.

તને મળ્યોરે મનુષ્ય અવતાર અવસર આવો નહી મળે,
ભાવે ભજી લેને ભગવાન. અવસર આવો નહી મળે.

સાખી.

લખ ચોરાસી ફેરા ફર્યાં ત્યારેજ પામ્યો માનવ તન,
સીદને ગુમાવે સામટુરે, અલ્યા કરને રતનનુ જતન. અવ૦

સાખી.

જનમ મરણનો ફેરો ટળેને જો ભાવે હરી ભજાય,
પણ અંધા રૂવે આંખનેરે અલ્યા માયાને બાઝતો શું જાય. અવ૦

સાખી.

જન્મ મરણની આપદારે, નથી કંઈ સંકટ સ્હેલ;
ધંધો કરતાં ઢળી પડયો, જેમ કાંઇ ઘાણી માહેલો બેલ. અવ૦
દાસ છોટાના સ્વામી શામળા અંતરમાં પ્રભુનો છે વાસ,
સતને મારગે તમે ચાલજોરે છુટે જનમ મરણ કેરો ત્રાસ. અવ૦

---

## ભજન ૯૯ મું.

અંગરખુ એક તારૂંરે બનાવ્યું બહુ જુકિત કરી;
શીવનારો દરજી ડાહ્યોરે, કીધી છે માંહી કારીગરી. અં.

કારીગરી માંહી કેવી કીધી તેનો કહેતાં નાવે પાર,
બારીક કામ બહુ ઝીણું કીધું, ઉપર તાણ્યા છે તાર
ટાંકોતો નજર ન આવેરે, દેખોને સર્વે સુરત ધરી. અં.
ભાત બનાવી દોરીવાળી તેમાં નાખી બખીયા અપાર
વાળ્યુ વળે છે અકડ નથી તેમ તાણ્યાં નથી કંઇ તાર
પ્રમાણ કેવું લીધુંરે, અંગે છે બરાબરી. અં.
કમરપટો કોઠોને કુણી પુંચેથી પાની પ્રમાણ
તેમાં કરચોલી કાંઇ નથી વળી સીવનારો ચતુર સુજાણ
સારૂં સીવ્યું સંગેરે બેસતું છે બરાબરી. અં.
અંગરખુ બહુ રંગ બનાવ્યું પુરણ પ્રેમ પ્રકાશ
ચોંપ દેખોને દરજીની કેવી શીવતાં કીધાં નવ માસ
દાસ રણછોડનેરે પહેરાવ્યું પ્રભુ ખરાખરી. અં.

## ભજન ૧૦૦ મું.

એક દીન ઊડે તાલસે હંસ,
ફીર નહિ આવેંગે ફીર.
સવાહાથ ધરતી લીપવાવે બાંસકાટી અર્થી બનવાવે,
પાંચ ઓર દસ ચલે સંગ તેરે, ચારતો ઊઠાવેંગે —ફીર.
તેરે તનપે દુહ જમેગી જાકે ઉપર રાહ ચલેગી,
જંગલ કેદાંગર અરૂધોર, ગઢેચર જાવેંગે —ફીર
જબ તાલપે હંસ બસેથે તબ બેઠે બેઠે હસેથે,
વહાં નથુચંદ કથેથે રામા ગાવેંગે. —ફીર

## ભજન ૧૦૧ સું.

પ્રભુ ભજલે તું સ્વર્ગ તણા સુખ સજલે, ભજ રામ રામ રામ.
આકાયા તારો કાચનો કુપો, વણસતા વાર ન લાગે
કાચા કુંભમાં નીર ટકે નહી.
તેતો તરત ફુટી જાશે, ભજ રામ રામ રામ.
બાલાપણુ ખેલનમેં ખોયો, યોવન યુવતી સાથે
પરદારામાં મન લલચાવે, દુઃખનો સાગર માથે.—ભ૦ રામ.
મોજ મજા તને અતી પ્રીય લાગે.
પ્રભુનું નામ ન લીધું.
વૃદ્ધ ભયો તન કંપવા લાગે, પુન્ય દાન ન દીધું,—ભ૦ રામ
ઉત્તમ માનવ તન મળ્યો ભાવે હરીને ભજવા.
લખ ચોરાસીમાં નવ ફરશો, ભાવે ભજો ભગવંતા—ભ૦ રામ
સંત સમાગમ કરતાં કરતાં, પંથનો પારજ આવે.
ગુરૂ પ્રતાપે કહે રામદાસ, મોક્ષ પદ મીલજાવે.—ભ૦ રામ

---

## ભજન ૧૦૨ સું.

વાહલારે સંતને જય જય સીતારામ,
હાં હાંરે એમને હાલતી વેળાના રામરામ. વાલા.
કયાં થકી આવ્યા ને કયાં તમો જાશો,
હાંરે તમે કયાંરે કરશો વીસરામ. વાલા.
સત સંગ કરવો ને ભવ સાગર તરવો,
હાંરે કાયા પડીએલ પીંપળ પાન. વાલા.

રૂદીઆમાં રાખુ ને ઘડીના વીસારૂ,
હાંરે મારે જુગના જીવણ સાથે કામ. વાલા.
સત સંગમાં એક હંસ બીરાજે,
હાંરે જીવને હોયરે આગળની ઓળખાણ. વાલા.
દાસ જીવણ સંતો ગુરૂ કેરે ચરણે,
હાંરે આપડે જાણે છે વૈકુંઠ ધામ. વાલા.

## ભજન ૧૦૩ મું.

### રાગ હરિના બોલની બલીહારી.

એવા સંતની બલીહારી જઇએ ચરણ કમળપર વારી
જેના અંતર રહે, અહોનીશ શાંન્તને અવિકારી
શાન્તને અવીકારી, પ્રભુ ભક્તીની રહે ખુમારી. એવા.
ધન્ય ધન્ય છે જીવન એવા
હરીના ભક્ત જનહરી જેવા
અધમતણા ઓધારક થાતા પરદુખ ભંજનકારી. એવા.
જેને લીધા સંતના શરણા
ટળીઆ તેના જન્મને મરણા
જય જય સદગુરૂ આતમારામજી. ભવજળથી લ્યોતારી. એવા૦

## ભજન ૧૦૪ મું.

હર નરબદે નરબદે હરે હરે
શીતલ પાણીની પવનની લહેરો
ફરરર ફરરર ફરે ફરે. હર.

સ્નાન પાન કે તુજ દરશનથી
સુધ મતી થાયે ખરેખરે. હર-
યાધી વ્યાધી સૌ દુર કરીદે
કોડ પુરણ તું કરે કરે. હર.
પવીત્ર પુરાણે તને વખાણી
ભજે ભલા જન ઘરે ઘરે. હર.

---

## ભજન ૧૦૫ મું.

આત્મારામસે હોળી ખેલે સંત સુજાણ
જોગી ખેલે જોગ જુગતસે; તો દુનીયા ખેલે મસાણ.
પંડીત ખેલે પોથી પુસ્તકસે, તો કાજી ખેલે પુરાણ.
આત્મારામસે,
કામી ખેલે કામની કે સંગ, તો લોભી ખેલે દામ.
આત્મારામસે,
પતીવૃતા અપને પ્રીયાસંગ ખેલે, તો ગુણકા ખેલે હરામ.
આત્મારામસે,
સાહેબ કબીરા ખેલે સંત સંગતમે,
જ્યાં નહી ધન ઓર ધામ.
આત્મારામ,

---

## ભજન ૧૦૬ મું.

સજકે આયે રઘુવીર હો, હોળી ખેલનકુ સજકે
વેગે બોલાવે કૈ કૈ સુતકો, તો આવે લછમણ બીર,
ધુમ મચાવનકુ સજકે, હો–હોળી.
લે પીચકારી સત્રુધન ધાયે તો રંગકી ઉડત ફુવાર,
તન પર છાંટનકું, સજકે આયે, રઘુવીર
ચાલો સખી સીતાપે જઇએ, તો પહેરણુ નવરંગચીર,
નેપુર બાજનકુ સજકે આયે રઘુવીર.
તુલસીદાસ પ્રભુ કુ પકડો, આઇ અજોધ્યાકી નાર.
ફગવા મંગનકુ, સજકે આયે રઘુવીર.

---

## ભજન ૧૦૭ મું.

હોળી ખેલે કે વ્રજમાં નંદલાલા (૨)
નંદલાલા. મોહનલાલ. ગોપાળલાલા અની હો–હો હોળી
ગ્વાલ કે સંગ શ્યામ બીરાજે, શ્યામ બીરાજે, હો–હો.
શ્યામકી સંગ હે, વ્રજ બાળા, હોળી ખેલે કે વ્રજમાં.
તાલ પખાજ બજાવે બંસરી, બજાવે બંસરી, હો–હો.
ડફ. ઝાંઝ. ઢોલ. કોઇ ફીરતાલા, હોળી ખેલે કે વ્રજમાં.
કનક કટોરે કેસર ઘોળ્યાં, કેસર ઘોળ્યાં હો–હો.
અતર અરગજે, ભર પ્યાલા હોળી ખેલે કે. વ્રજમાં.
રાધે ને સાન કરી સખીયનકુ, કરી સખીયનકુ હો–હો.

જાને ન પાવે કાન કાળા, હોળી ખેલે કે વ્રજમાં,
સબ સખીયન સું જાઇ પોંચી, જાઇ પોંચી, હો—હો.
પકડ લીયો હે, કાન કાળા, હોળી ખેલે કે વ્રજમાં.
પીચકારી ચોદેસથી છુટે, ચોદેસથી છુટે, હો—હો.
માર પડત હે ગુલાલા, હોળી ખેલે કે વ્રજમાં.
દાસ નાનો કહે નેણ સરાયે, નેણ સરાયે હો—હો.
નીરખી મુદીત ભયે મતબાલા, હોળી ખેલે કે વ્રજમાં.

---

## ભજન ૧૦૮ મું.

લીનોમે શ્યામ પકડકે, અબ કહાં જાવગેજી, અરે હાં.
અંગલી પકડ તેરો પોંચો પકડકે, પકડી બાંય સમરકે,
અબ કાહે કો જોર કરત હો, કેસે છુટેગો છળ કરકે,
દાવ મેરો આય ગયોજી, અરે હાં લીનોમે,
દહીંકી મટુકી મોરીસી ધરી ફોરી. આગેમથનીઆ ધારકે
અબ કાહેકો ભોળો બન બેઠો, ખાઇલે નીચત ભરકે
કહ્યો સરમાઇ ગયોજી, અરે હાં—લીનોમે.
સાસુ નણંદ મોહે બુરી બતાવે; નામ ચોરટી ધરકે.
મદકી મારી ફીરૂ ગુજરીઆ, કૃષ્ણ ગયો કીત છળ કરકે,
બંસી બજાય ગયોજી, અરે હાં—લીનોમે.
પીલાં પીતાંબર કચ્છની ચાંકા છે, કાલી કામલીયા ધરકે,
પરમાનંદ દાસકો ઠાકોર મોર મુગટ સીર ધરકે;
દરશન દીખાય ગયોજી, અરે હાં લીનોમે.

---

## ભજન ૧૦૯

હાંરે નિત્ય ભજીએરે, નિત્ય ભજીએ (૨)
સુખદાયકશ્યામ અંતરકામ વિસારીયે, નિત્યભજીએ,
કામ નાવેરે કામનાવે. (૨)
ધરતી ધન ધામ અંતર કામ વીસારીયે, નિત્ય.
અંતે એછે રે, અંતે એછે. (૨)
ઠરવાનો એક ઠામ શ્વાસ ઉશ્વાસે સંભારીયે, નિત્ય.
બ્રહ્મા નંદનોરે બ્રહ્માનંદનો (૨)
વ્હાલો સુંદીર શ્યામ, એ છબી અંતર ધારીયે નિત્ય.

---

## ભજન ૧૧૦ મું.

## શ્રી ભગવાનનાં ૧૦૮ નામ.

---

ગુરૂ ગોવીંદ કૃપાનીધી કેશવ કમળાનાથ કૃપાળ
કમળ નયન કરૂણાસાગર શ્રી કૃષ્ણ હરે ગોપાળ
ગોપીજન વલભ ગીરધારી શ્રી ગોપનાથ ગોપેશ
ગોકુળચંદ્ર ગદાધર ગોમતી પ્રિય રમેશ
નારાયણ નૃસિંહ નરોતમ નંદલાલ નરરૂપ
જગન્નાથ જળસાઇ જનાર્દન જોતીરૂપ જગરૂપ
જગદાધાર જશોદા નંદન જગજીવન જુગનેસ
શ્રી જુમના વલભ જુગ વંદન જગદીશ્વર જમુનેસ
ચક્રપાણી ચત્રુભુજ અચ્યુત ચિદાનંદ શુભકંદ

ચતુર બાહુ ચાણુ રતન મર્દન શ્રીધર પરમાનંદ
દયાસીંધુ દામોદર દીનપતી દીનાનાથ દયાલ
દીનબંધુ પ્રભુ દેવકીનંદન નરપતિ સુરપતીપાળ
શ્રીપતિ પદમાપતી રાધાપતી કમળાપતી ભવેસ
દધીજાપતી રૂક્ષમણીપતી સાગર સીતાપતી રૂષિકેસ
પદમ નાભ પુરશોતમ પરીબ્રહ્મ પરમ પુરૂષ પરમેશ
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમ પ્રભુ મધુસુદન મથુરેશ
ધરણીધર અવનીધર ભુધર વસુપતી મહીધારી
કૌસ્તુક ભુધર પીતાંબરધર વંસાધર કુંજબિહારી
માધવ મુરમર્દન મધુમર્દન મતીવીક્રમ સુખધામ
મુકુંદ મેઘવરણ માહાબાહુ જદુપતી સુંદર શ્યામ
શ્રી રામચંદ્ર પ્રભુ દશરથ નંદન દયાસીંધુ ભગવંત
માંમ પાહી પાહી માંમ પાહી માંમ પુરાણાંનંદ અનંત
અષ્ટોતર શ્રી નામ કૃષ્ણના ગણી ગણી જે જન ગાય
રોગ દોષ દુખ કલેશ જશે, વળી પળમાં પાપ પલાય
મન વાંછીત ફળ તેને મળશે દયો કહે પ્રભુ વાણી
કોટીક કાર્ય તજીને ભજલે દ્રઢકર સારંગ પ્રાણી

---

## ભજન ૧૧૧ મું.

ભવસાગરથી નાવડી હમારીરે તારો તારો ગુરૂજી એક વારી
તોફાનમાં પડી નાવડી હમારી હવે બુડવાની થઈ છે તઈયારીરે.
ભવસાગરથી.

કામના છે કછવા ને મોહના છે મછવા
મદ મધરથી લેજો ઉગારીરે—તારો તારો ગુરૂજી.
મોહ તણા માંહી જાળમાં ફસાયો ને માયા નીરભર્યું ભારી
ગોળ કુંદાળુ ફરે નાવડી હમારી હવે બુડવાની થઇ છે તઇ-
આરીરે—તારો તારો ગુરૂજી
પ્રભુ કૃપાએ મારા સ્વામી પધાર્યા નાવડીને ખુબ હલકારી
સંતોષરૂપી સઢ મુકયો છુટયો એવા ભગતોને લીધા ઉગારીરે.
તારો તારો ગુરૂજી એક વારી.

---

## ભજન ૧૧૨ મું.

( ગઝલ તાલ ધમાલ )

રામ દશરથકે ઘર જન્મે ઘરાના હો તો એસા હો
લોક દર્શનકો ચલ આયે સુહાના હોતો એસા હો ટેક
યજ્ઞકે કામ કરનેકો મુનીશ્વર લે ગયા બનમેં
ઉડાયે શીશ દૈત્યનકે નિશાના હો તો એસા હો. ૧
ધનુષકો જાયકર તોડા જનકકી રાજધાનીમેં,
ભુપ સબ મનમેં શરમાયે લજાના હોતો એસા હો. ૨
પિતાકી માનકે આજ્ઞા રામ બનકો ચલે જબહી,
ન છોડા સંગ સીતાને જનાના હો તો એસા હો. ૩
સીયાકો લે ગયા રાવણ બનાકર વેષ જોગીકા
કરાયા નાશ સબ અપના દિવાના હોતો એસા હો ૪

પ્રીત સુગ્રીવસે, કરકે ગિરાયા બાણુસે વાલી
દિલાઈ નાર ફિર ઉસકી ચરાના હોતો એસા હો. ૫
ગયા હનુમાન સીતાકી ખબર લેનેકો લંકામેં
જલા કરકે નગર આયા સિયાના હો તો એસા હો ૬
બાંધ સેતુ સમુદ્રમેં ઉતારા પાર સેનાકો,
મિટાયા વંશ રાવણુકા હરાના હોતો એસા હો. ૭
રાજ્ય દેકર વિભીષણુકો અયોધ્યા લોટકર આયે,
વો બ્રહ્માનંદ બલ અપના દિખાના હો તો એસા હો. ૮

---

## ભજન ૧૧૩ મું.

કૃષ્ણ પ્યારે શામળે દરશન દીખાતે કયું નહીરે (૨)
દીલ ધડકતા હે મેરા જલવા દીખાતે કયું નહીરે (૨)
તુમને અરજુનકો સુનાઇ ગીતા રથમેં બેઠકે;
એકહી અપના બચન, હમકો સુનાતે કયું નહીં રે (૨)
વૃંદ્રાવનકી કુંજમેં કયા બજાતાથા બંસરી,
ઓ મન મોહન મધુરી બંસી, હમકો સુનાતે કયું નહીરે. (૨)
એ જીંદગીકા કયા ભરોંસા મીલના હોય સો આઇ મીલ
અગર નહિંતો લેકે ખંજર માર જાતે કયું નહિરે. (૨)
પ્રેમકી તુજકો કસમ હે અગર જો મીલના ના સુજે,
તો તું અપના હાલ મુજકો, કહે કે જાતા કયું નહીરે (૨)

---

## ભજન ૧૧૪ મું.

શામળીયા પીતાંબર ધારી,
તારી ગરૂડ ઉપર અસવારી હો શામળીયા
રાધાવર રંગના રસીયા,
મારા રદય કમળમાં વસીયા હો શામળીયા.
પ્રભુ મુખપર મોરલી ધારી,
જાઉં ચરણુ કમળ બલીહારી હો શામળીયા.
પ્રભુ પીળાં પીતાંબર શોભે,
તે જોતાં મનડુ લોભે હો શામળીયા.
રણુછોડ રંગી, મારા જન્મ જન્મના સંગી.
હો શામળીયા.
રણુછોડ રાયા, મને લાગી તમારી માયા,
હો શામળીયા.
પ્રભુ દ્વારકાંથી આવ્યા,
ભક્તોને લાડ લડાવ્યા હો શામળીયા.
હરીદાસ છોટાના સ્વામિ,
ઘટ ઘટ છો અંતરજામી હો શામળીયા.

---

## ભજન ૧૧૫ મું.

આનંદ મંગળ આજરે—શામળીઆ વહાલા
નીરખવા નંદ કુમારરે—સામળીયા વહાલા

પીળા પીતાંબર પહેરીઆ—સામળીઆ વહાલા
કપાળે તીલક કેસરીઆ—સામળીઆ વહાલા
માથે મેવાડી રૂડો પાઘરે—સામળીઆ વહાલા
દરસન નો મલ્યો રૂડો લાગરે—સામળીઆ વહાલા
બાંહે છે બાજુ બંધરે—શામળીઆ વહાલા
છાતીએ ભગુ લંછનરે—શામળીયા વહાલા
ઉપર ગજ મોતી કેરા હારરે—સામળીઆ વહાલા
કટીએ કંદોરા બેને ચારરે—સામળીઆ વહાલા
દાસ છોટાના સ્વામી સામળા—સામળીઆ વહાલા
મુકોને મન કેરા આમળા—શામળીઆ વહાલા.

---

## ભજન ૧૧૬ મું.

હરી ભજવાનું ટાણુંરે ( ૨ )
વાલીડા તમને નહી મળેરેજી.
મનખો તારો નહી આવે વારંવાર (૨) હરીભજવાનું
વાગોળ થઈ અવતરશોરે ઉંધે માથે લટકશોરેજી,
મુરખ ખાસો ગોફણુ કેરા માર (૨)
ગોફણોનાં ગોળારે વાલીડા તમને વાગશેરેજી. હરી.
બળદ થઇ અવતરશોરે આડા ચીલા કાપશોરેજી,
મુરખ ખાસો પરોણા કેરા માર (૨)
પરોણાની આરોરે વાલીડા તમને વાગશેરેજી. હરી.
કુતરા થઇ અવતરશોરે ગલીએ ગલીએ ભટકશોરેજી;

મુરખ ખાસો લાકડીઓ કેરા માર (૨)
લાકડીઓના મારરે વાલીડા તમને વાગશેરેજી. હરી
ગુરૂને પ્રતાપે જેઠીદાસ બોલીઆરેજી,
શોધી કાઢો સંત પુરૂષનો સાથ,
જન્મ મરણની પીડારે (૨)
વાલીડા તારી ભાંગશેરેજી. હરીભજવાનું.

---

## ભજન ૧૧૭ મું.

વહાલા વેગે આવોરે, દયા દીલ લાવોરે
ભીડું મારી ભાગવારેજી.
નહીં આવો તો જાશે તમારી લાજ (૨) વહાલા.
પાપ તાપ સંતાપથી પૃથ્વી પામી ત્રાસ.
ગૌ રૂપે શરણે જતાં પ્રગટયા શ્રી અવીનાશ
 એ શરણું તમારૂંરે, સુખ કરનારૂંરે. વહાલા.
મીરાં ધ્રુવ પ્રહલાદને ભાવીક નરસિંહદાસ,
અનેક ભક્ત ઉગારીયા એની છે હમને આશ;
 આશ છે તમારીરે, હરિ ઉરમાં ધારીરે. વહાલા.
હેમનો દવ વરસ્યો હરિ, ટાઢે કંપે કાય
વસંત દરશન દાખવી, હુંફ કરો રઘુરાય.
 હરિ હૃદય આધારારે, કરૂં નહી ન્યારારે. વહાલા.

---

## ભજન ૧૧૮ મું.

કયા લાયા કયા લે જાવેગા બીના દીયા કુછ મીલતા હે
રામ નામકા સુમરણ કરી લે દેને વાલા દાતા હે–કયા લાયા.
મટી ચુન ચુન મહેલ બનાયા મુરખ કહે ઘર મેરા હે
ના ઘર તેરા ના ઘર મેરા આખર જંગલ ડેરા હે–કયા લાયા.
કોડી કર કર માયા જોડી, જોડ જમીનપે ધરતા હે,
જેસી જીસકી કીસમત બાવા, એસા ઉનકુ મીલતા હે–કયા લાયા.
કોઇ દીન ચડના હાથી ઘોડા, કોઇ દીન મલમલ ખાસા હે;
કોઇ દીન ઓઢના પતલીસી કમલી,કોઇ દીન જંગલ બાસા હે–કયા
કહેત કબીરા સુન ભાઇ સાધુ, જન્મ અમુલખ પામ્યા હે
રામ નામકા સમરણ કર લે દેને વાલા દાતા હે–કયા લાયા.

## ભજન ૧૧૯ મું.

રાગ ધનાશ્રી

જમુનામેં કુદ પર્યો. કનૈયો તેરો,
જમુનામે કુદ પર્યો—ટેક.
કાળો કાળો નીર, કાલીંદ્રીકો ભરીયો,
નીર તો દેખીને ના ડર્યો. કનૈયો તેરો
માતા જશોદા રૂદન કરે છે;
નયનુંમે નીર ભર્યો. કનૈયો તેરો
ટચલી આંગળીએ વહાલે, ગોવર્ધન તોળ્યો;
ઇન્દ્રકો માન હર્યો. કનૈયો તેરો
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
ચરણુમેં ચિત્ત ધર્યો. કનૈયો તેરો

## ભજન ૧૨૦ મું.

રાગ કવાલી.

થવાનું ના થવાનું કહે નજુમી કોણ એવો છે
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે
અરે લંકેશ બહુ બળીયો થયો બેહાલ ન જાણ્યું
જગત સૌ દાખલા આપે, સવારે શું થવાનું છે
જુવો પાંડવ અને કૌરવ, બહુ બળીયા ગણાયા છે.
ન જાણ્યું ભીષ્મ જેવાએ સવારે શું થવાનું છે.
થઇ રાજા રમ્યા જુગટુ ગુમાવ્યું પત્ની સૌ સાથે,
ન જાણ્યું ધર્મ જેવાએ સવારે શું થવાનું છે.
હતી સલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગોતમે સવારે શું થવાનું છે.
સ્વરૂપે મોહીની દેખી, સહુજન દોડતા ભાસે;
ભુલ્યા યોગી થઇ ભોળા સવારે શું થવાનું છે.
થવાનું તે થવા દેજે, ભલે મન મસ્ત થઇ રહેજે,
બની મસ્તાની જાણ્યું ના સવારે શું થવાનું છે.
હજારો હાથ નાંખે છે, હજારો મોજમાં મશગુલ,
હજારો શોચમાં છે કે અમારૂં શું થવાનું છે.

---

## થાળ.

જમવા પધારોને સુંદર શામળા, બંસીધર શ્રી હરી,
જમવા આવોને નંદલાલ, ઘેર માહરે બાઇજીનું સાલ.
હુંતો જાઉં તમપર વારીજી, જમવા.
શીરો સાકરનો તો કીધો પીરસીને આગળ દીધો,
જોઇએ જેવો તેવો કીધોજી. જમવા.
લાડુ પુરી ને દુધપાક કઢી કીધી છુટી વાલની દાળ,
પીરસ્યા પરવરના શાકજી. જમવા.
કેરી કરમડાના અથાણા રાઇતા ઘણી જાતના કીધા,
પાપડ તીખાને તમતમતાજી. જમવા.
ભાત ત્રણ પંખારીનો કીધો, ઉપર ઘીનો દોરો દીધો,
છુટી સેવો જેવો કીધોજી, જમવા.
ભરી જુમના જળની ઝારી આચમન કરીએ મોરારી,
લઇએ પાનને સોપારીજી, જમવા.
થાળ મીરાં બાઇએ ગાયો ભોજન રૂડી રીતે પાયો,
ગીરધરલાલે આરોગ્યોજી, જમવા.

## પાન બીડી.

લેતે જાનેરે શામળીઆ બીડી પાન પાનકી (૨)
કાથો ને ચુનો રામા લવીંગ સોપારી પ્યારે
બીડી બની છે નાગર પાન પાનકી. લેતે જાનેરે.
વંદ્રાવનમાં રાસ રચ્યો છે.
જોડી બની છે રાધેશ્યામ શ્યામકી. લેતે જાનેરે.

હમ તુમ મીલકે ચોપટ ખેલે પ્યારે,
બાજી બની છે, દીલો જાન જાનકી. લેતે જાનેરે
ચંદ્ર સખી ભજો બાળકૃષ્ણકું,
જોડી બની છે રાધેશ્યામકી શ્યામકી. લેતે જાનેરે.

---

## ૧ આરતી.

ઉતારો આરતી શ્રી કૃષ્ણ ઘેર આવ્યા,
માતા જસોદા કુંવર કાન ઘેર આવ્યા,
હરખને હુલામણે શામળીયો ઘેર આવ્યા,
ઝીણે ઝીણે ચોખલીએ મેં મોતીડે વધાવ્યા રામ,
ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા.

---

## ૨ આરતી.

કમળ નયન શ્રી પતિ પુરૂષોતમ પ્યારા,
પ્રભુ પુરૂષોતમ પ્યારા.
નટવર નંદ દુલારા જય જય રઢીયાળા.
જય રાધા રમણા.
જય રાધા રમણા જય રાધા રમણા,
પ્રભુ જય રાધા રમણા.
કુંજ બીહારી દયાળુ જય પાતક હરણા—જય.
સહસ્ત્ર ફેણ રાજુ ત્રીભોવન ત્રીપુરારી,
પ્રભુ ત્રીભોવન ત્રીપુરારી.

ગીરીધારી મોરારી, જય મોરલીવાળા,
જય રાધા રમણા.
ગોવરધન તોળ્યો ગોકુળને તારી,
પ્રભુ ગોકુળને તારી,
વ્રજનો દેશ ઉગાર્યો, જય જય ગીરધારી–જય.
શ્રી રણછોડ રાયા મોહન વનમાળી,
પ્રભુ મોહન વનમાળી.
મન મંદીરમાં વસીયા, જય જય સુખકારી—જય.

---

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન હરણ ભવ ભય દારૂણં,
નવકંજ લોચન કંજ મુખકરકંજ પદકંજારૂણં,
કંદર્પ અગણિત અમિતછબી નવનીલ નીરજ સુંદીરં,
પટપીત માનહુ તડિત રૂચિશુચિ નૌમી જનકસુતાવરં,
શિર કિરિટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભૂષણં,
આજાનુ ભુજ શર ચાંપધર સંગ્રામ જીત ખરદૂષણં,
ભજ દીનબંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદકંદ કૌશલચંદ દશરથ નંદનં,
ઇતિ વદિત તુલસીદાસ શંકર શેષ મુનિ મનરંજનં,
મમ હૃદયકંજ નિવાસ કરી કામાદી ખળદળ ગંજનં.

# કર્તવ્યમાં મુકવા લાયક શિક્ષા વચનો.

## ॐ हरे राम हरे राम राम राम हरे हरे
## हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे.

૧ જીવનની એક ક્ષણુ કરોડો સોના મ્હોરોથી પણુ ખરીદી શકાતી નથી, તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કંઇ નુકશાની છે ?

૨ સદ્ઉપયોગ સદ્‌ભાગ્યનો સહોદર છે, આજની કિમ્મત આવતી કાલથી ડબલ છે. આજે બને તે કાલ ઉપર રાખો નહી.

૩ વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કિમતી હીરા છે, ડાહ્યા માણુસો કિમતીમાં કિમતી હીરાને ગુમાવવા કરતાં એક પળને વ્યર્થ ગુમાવવામ વધારે નુકશાની સમજે છે.

૪ જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણુસ છતી આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઈ શું ?

૫ ડાકટર, બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામાંજ કેળવણીનો હેતુ પુરો થતો નથી. પણુ જાહેર સેવા

બજાવવામાં અને આત્મ શ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે, ખરી રીતે જેનાથી મન મારતાં શિખાય તેજ ખરી કેળવણી.

૬ જે માણુસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહી, તે જીવનની મુશ્કેલીઓ દુર કરી વિજય મેળાવી શકે નહી.

૭ સમાજસેવા અને દેશસેવા એ ઉત્તમ છે પણ આત્મ સેવા એ સર્વથી ઉત્તમ છે; કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત ગણે, પરધન પથ્થર સમ ગણે અને પરસ્ત્રી માતા તુલ્ય માને તેનાથીજ આત્મસેવા થઇ શકે છે.

૮ પ્રશંસાની ઇચ્છા રાખો નહી. પણ પ્રશંસા થાય તેવાં કાર્યો કરો કીર્તી સત્કાર્યની સાથેજ રહે છે.

૯ જો તમારે મ્હોટા થવું હોય તો પ્રથમ ન્હાના બનો, ઉંડો પાયો નાખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૧૦ મ્હોટાઇનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહી પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે. માટે ડાહ્યા અને ઉદાર બનો.

૧૧ તલવારની કિમ્મત મ્યાનથી નહી પણ ધારથી થાય છે તેમ માણુસની કિમ્મત ધનથી નહિ પણ સદાચારથી થાય છે.

૧૨ વૈર લેવું એ હલકાઇનું કામ છે; ત્યારે ક્ષમા કરવી એ મહોટાઇનું કામ છે; વૃક્ષો પત્થર મારનારને પણ ફળો આપે છે.

૧૩ વાદળાંઓ વરસે અને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે. તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૧૪ વરસાદ માંગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માંગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારના કામોમાં ખરચે છે.

૧૫ મોટી પદવીએ ચઢયા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તેજ શેતાન, શેતાનના ઉપર કાંઈ શીંગડા ઉગતાં નથી.

૧૬ સખાવત સ્વર્ગની કુંચી છે, અને દયા ખાનદાનીનો ખજાનો છે; પથ્થર જેવા હૃદયની સાથે ખાનદાની રહેતી નથી.

૧૭ નદીનું પાણી અસલ સમુદ્રમાં ભળે છે, તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ શીખે દાતાનેજ મળે છે.

૧૮ ભુંડાઇને બદલે પણ ભલાઇ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ જાણવો.

૧૯ ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તેજ મ્હોટો માણસ.

૨૦ સાંભળે કે ગ્રહણ કરે તેનેજ શિખામણ આપવી સારી; મૂર્ખને શિખામણ દેવી તે સર્પને દુધ પાવા બરાબર છે.

૨૧ બીજાને ઠપકો આપો તેજ અવગુણ પોતામાં હોય તો, પ્રથમ પોતાનો અવગુણ દુર કરવો પછી બીજાને કહેવું.

૨૨ ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી, માણસથી હમેશ દુર રહેવું, તેમની સોબત પાયમાલીમાં ઉતારનારી છે.

૨૩ અનેક યુદ્ધોમાં જીત મેળવનાર યોદ્ધાના કરતા મનો રાજ્ય ઉપર જીત મેળવનાર મ્હોટો યોદ્ધો ગણાય.

૨૪ શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ મળી શકે, તે સુખ બીજી કોઇ પણ ચીજમાં મળતું નથી.

---

## સમાપ્ત.

# દોહરા.

રામ નામકી લુંટ હે, લુંટ શકે તો લુંટ:
પીછેસે પસ્તાયગા, પ્રાણ જાયગા છુટ.

સારે જુગકી સંપત્તી, શ્વાસાસમ નહી હોય;
સો શ્વાસા રઘુનાથ બીના, તુલસી વૃથા ન ખોય.

સર્વ રતન દીએ નવ મીલે, આયુષ લવ તો શ્વાસ:
એ શ્વાસા સબ મુર્ખને, ખોયો વિષયમાં નાશ.

પરધન પથ્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન:
ઇતના કરે હરી ના મીલે, તો તુલસી [illegible]

દયા ધરમકા મુલ હે, પાપ મુલ અભિમાન:
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમાં પ્રાણ.

પરમારથકે કારણે, [illegible] ધન ડાલે [illegible]:
મુરખ જાણુ ગીર પડે, દીન દીન દુના [illegible].

પુરાણકો પાર નહિ, વેદાન્તકો અંત નહિ:
વાણિ તો અપાર કહો; કહાં ચીત દીજીએ.
લાખનકી એક કહું, કરોડકી એક કહું;
સબહીમે સાર એક, રામ નામ લીજીએ.

**શ્રીરામ નામ સત્યં છે.**